# सुबोध गायन

રચીને પ્રગટ કરનાર.

ठकर सुंदरजी पुंजाभाइ.

રહીશ રાજકોટ હાલ ધ્રાંગધરા.

નડીઆદ.

સત્યસાગર પ્રેસ

સંવત્ ૧૯૪૧ સન ૧૮૮૫.

કિંમત ૧ આનો.

# प्रस्तावना.

સરવે સુશીલ ને વિવેકી વાંચનારાઓને વિ-
નંતી કરવાની કે આ પુસ્તકની અંદર કાંઈ પણ
ભુલ ચુક હોય તો મેહેરબાની કરી માફ કરશો
કારણ કે હાલ મારી નાની ઉમરછે તેમજ આ
પુસ્તક બનાવતાં બીજા કોઈ પણ ગ્રંથનો
આધાર લીધો નથી, પણ ફકત પરમ દયાળુ
પરમેશ્વરની કરૂણાને લીધે મેં મારાં અંતઃક-
રણના સુવિચાર મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે જા-
હેર કર્યા છે. આ પુસ્તક બાહાર પાડતાં મો.
માણેકલાલ છગનલાલે તથા જોશી જીવણલાલ
ખુશાલદાસે તથા વોરા ભાઈચંદ ઝવેરદાસે
તથા વોરા ભોલા વીરપાળે તથા મો. ચતુરભુજ
જગજીવને મને પુરું આશ્રય આપ્યો છે તેથી
તે સાહેબોનો ઉપકાર માનું છું.

લી० ઠકર સુંદરજી પુંજાભાઈ.



## श्री गणेशायनमः

મંગળાચરણ મનહર છંદ.

વિઘન હરણ તારી મંગળ મુરતી સારી,
સમરતા શીશ્યના સંકટ સહુ જાય છે;
સદગુણનો દાતાર દીલ તારૂં છે ઊદાર,
દરશન કરવાથી દુઃખ દુર થાય છે. ૧
શુભ કામે નરનારી પેલી પુજા કરે તારી,
પછીથી પ્રારંભ બીજા કામનો કરાય છે;
સુંદરજી વારવાર નમસ્કાર કરી કહે,
ગણપતી તું કૃપાથી ગ્રંથ આ રચાય છે. ૨

---

## सरस्वतीनी स्तुती. ( गरबो. )

જે કોઇ અંબીકામાતને આરાધશેરે લોલ. (એ રાગ)
સરસ્વતી તમ તણી કરૂં વીનતીરે લોલ.
દાસ જાણી દયા આણી દીઓ સુમતીરે લોય. ૧
જસ આપો જોગમાયા મારી જીભનેરે લોલ,
ચીત ચાય મારૂં સેવવા શીવનેરે લોલ. ૨
સહુ શેવકોને તાર્યા છે સંતાપથીરે લોલ.
કવી થીયો કાલીદાસ તમ પ્રતાપથીરે લોલ. ૩
માત દાસ તણુ નામ જુગે છાપીયુંરે લોલ
કાપી કષ્ટને અભય પદ આપીયુંરે લોલ. ૪
માયા વાળા મોટા જનતો બહુ થીયારે લોલ

તેહ તણુ નામ તો સહુ ભુલી ગયારે લોલ. ૫
પણ કવી તણુ નામ તો અખંડ છેરે લોલ.
તમ તણો પરતાપ તો પ્રચંડ છેરે લોલ, ૬
રચતાં નવીન ગ્રંથ બુધી આપજોરે લોલ,
કરી કરૂણાને દાસ મને સ્થાપજોરે લોલ. ૭
કહે સુંદરજી કરીને શુ વીનતીરે લોલ,
માત આવો વર માગુંછું હું સુમતીરે લોલ. ૮

---

## शंकरनी लावणी.

જય જગ કરતા દુઃખને હરતા ભીડ ભંજન ભવ છો ભોળા,
પુરી કૈલાસે આપ બીરાજે ભસ્મ તણા ધરીને ગોળા. ૧
પાસે બેઠા નંદી ભ્રંગી ગણપતી ગુણ ગાયે સારા,
અકળ ગતી છે ઇશ આપની કોઇ કવી નહીં કળનારા. ૨
મુગટ મણી મય શીરપર રાજે કાને કુંડળ ઝળકે છે,
રત્ન જડીતર દેવળ દીપે ધ્વજા મણી તણી ફરકે છે. ૩
ડાક ડમરૂ ત્રીસુળ શૃંગીકર કંઠે શોભે રૂદ્ર માળા,
આક ધતુરો વા'લો શીવજી ઉપવીત છે મણીધર કાળા. ૪
સભા કરી શીવરાય બીરાજે દેવ સહુ ત્યાં આવે છે,
પ્રેમે પુજા કરવા કારણ ભારે ભેટયું લાવે છે. ૫
મેઘાડંમર છતર ચામર રત્ન જડીત આસન ધરીયું,
ઇંદ્ર છડી કરમાં લૈ ઉભો થેઇ થેઇ નાચ કરે વરીયું. ૬
બ્રહ્મા મુખથી વેદ ઉચારે નારદ બેન બજાવે છે,
સનકાદીક સુખ સરખા જોગી શીવ ટાંડવ ત્યાં ગાવે છે. ૭

ઉમા સહીત ત્યાં ઇશ તણી બહુ શોભા દીસે સુખકારી,
કહે સુંદરજી નવલ છબી તે ઉરમાં લઇ મેં ઊતારી. ૮

## रामनाथ महादेवनी लावणी.

રામનાથ અહો મુજ હાથ કરો કરૂણા શીવજી મુજને,
વાર વાર હું કરૂં વીનતી પાયે લાગીને તમને. ૧
આજી મધ્ય આપ બીરાજો શોભા ત્યાં કણ છે સારી,
ભવસાગર તરવાને માટે ભજન કરે છે નરનારી. ૨
ઉઠી પ્રભાતે વીપ્ર જનો ત્યાં સ્નાન કરી સંધ્યા કરતા,
પ્રેમે પુજન કરી તમારૂ ધ્યાન હૃદયમાં તે ધરતા. ૩
પંચ વદન ત્રીનેત્ર બીરાજે વામાંગે ઊમીઆ નારી,
દસ ભુજામાં આયુધ ધરીયાં તેની શોભા સુખકારી. ૪
ગળે રૂંઢની માળ મનોહર અંગ વીભુતી બહુ ધારી,
અરધ સુધાકર ભાલે ધરીઓ તેની શોભા છે સારી. ૫
શીર પર સુંદર જટા ધરી છે ઊપર ગંગ તણી ધારા,
શેવક નીરખી આનંદ પામે શીવ તમ ગુણ ગાયે સારા. ૬
શેવક જન જે શરણે આવે તેને તમે ઉગારો,
સાચા દીલથી શેવે તમને તો ભવસાગરથી તારો ૭
હરહર શંભુ હરહર શીવજી હરહર શંકર દુઃખહારી,
કહે સુંદરજી દીઓ સદાશીવ ભકિત તમારી ભય હારી. ૮

## जडेश्वर महादेवनी लावणी.

બલીહારી હું નામ તમારૂં સદા વસો શીવ જંગલમાં,
કરો કૃપા કરૂણાનીધી દેવા, ધ્યાન ધરૂં છું હું દીલમાં. ૧

ડુંગર ઉપર દેવળ રાજે સદા તમારૂં સુખકારી,
જગ પ્રખ્યાત જડેશ્વર ખંકા ભગત તણું તે ભયહારી. ૨
શ્રાવણ કેરા સોમવારમાં શોભા ત્યાં ઘણુ છે સારી,
દુર દેશથી દરશન કરવા આવે છે સૌ નરનારી. ૩
ભગત જનો ત્યાં બ્રાહ્મણ આદીક ભાવે ભેટયું લાવે છે,
ઊર આનંદ ઉપજાવા મટે શીવના ટાંડવ ગાવે છે. ૪
ખટદશ પુજા ખાંતે કરીને આરતી સુંદર ઉતારે,
સૈવક સરવે ભેળા થઇને શીવ શીવ મુખથી ઉચારે. ૫
વંઝાને તમે સુત આપો છો નીરધનને ધન આપો છો,
સૈવક જન જે શરણે આવે તેનાં દુઃખડાં કાપો છો. ૬
આંધા જનને આંખ્યું આપો પંગુ જનને પગ સારા,
ભુખ્યાને તો ભોજન આપો સુખ સંપતના દેનારા. ૭
સુંદરજી તમ શરણે આવ્યો ભવસાગરથી ઉધારો,
મહેર કરીને મહાદેવજી સંકટ સરવે નીવારો. ૮

---

## इश्वरीया महादेवनी लावणी.

વારવાર હું કરૂં વીનતી ઇચ્છા પુરી કર ઇશ્વરીયા,
પ્રેમે પુજા કરતાં તારી ભવસાગર સેજે તરીઆ. ૧
સીથા નાકે દેવળ તારૂં શોભા ત્યાંઘણુંછે સારી.
સાંજ પડે દરશન કરવાને આવે છે સૌ નરનારી. ૨
ત્યાં તો દેવળ ત્રણ બીરાજે વચમાં દેવળ છે તારૂં,
અકળ લીલા દેખીને તારી ચીત ચોટયું છે ત્યાં મારૂં. ૩
ડાબી તરફે દેવળ જે છે ભૈરવ ત્યાં બીરાજે છે,

ગુંપી દક્ષીણુ દેવળ તેમાં હનમંતતોજી છાજે છે. ૪
આગળ સુંદર ઓટો ઓપે પાછળ કુવોછે સારો,
નીરમળ જળથી ત ભરીયો છે ઠાઠ બન્યો તેનો ન્યારો. ૫
ચંદ્રવારે પુરણુ પ્યારે શેવક સરવે આવીને,
સુંદર ફુલના હાર ચઢાવે બાગ વીરોથી લાવીને. ૬
દીપમાળ પુરે છે પ્રીતે શોભા તેની છે સારી,
અબીલ ગુલાલ ઉડે છે ત્યાંતો તેની જુગતી છે ન્યારી. ૭
કર જોડીને કહે સુંદરજી અરજી ઉર ધરજો મારી,
અહોનીશ ઇશ્વરીયા બંકા ભાવે ભગતી દે તારી. ૮

---

## गरबो.

(જે કોઇ અંબીકા માતને આરાધશેરે લાલ, એ રાગ.)
એક ચીતથી જે શીવને આરાધશેરે લાલ,
તેહ તણો જસ જગ્ત માંહી વાધશેરે લાલ. ૧
ભોળો ભગત તણા કષ્ટ ભાવે કાપશેરે લાલ,
દુઃખ દુર કરી કરી સુખ સદા આપશે રે લાલ. ૨
સેવા શીવની કરેછે સર્વ દેવતા રે લાલ,
પ્રેમે પુજવાથી સ્વર્ગ સુખ લેવતારે લાલ. ૩
વરદાન આપે દાસ ને દયા કરી રે લાલ.
શીવ સેવકોના સંકટો લીયે હરી રે લાલ, ૪
પુજ્યા રાવણે શંભુજી પુરી પ્રીતથી રે લાલ.
આપ્યું લંક તણું રાજ રૂડી રીતથી રે લાલ, ૫
થઇ બાણુને પ્રસન્ન કષ્ટ કાપીયું રે લાલ.

હસ્ત સહસ્ત્રે ને બળ બહુ આપીયું રે લોલ. ૬
બાણ હાર્યો રણ માહી શીવ સાધીયા રે લોલ,
દાસ જાણી દયા આણી ઇ આવીયા રે લોલ. ૭
કરી યુધ ને ઉગાર્યો દાસ આપનો રે લોલ,
એવો પુરાણ પ્રતાપ એના જાપનોરે લોલ. ૮
ભોળા તણા ભગ્ત જગ્ત માહી સુખીયારે લોલ,
કોઇ શીવ તણા દાસ નહીં દુખીયારે લોલ. ૯
ભજો ભાવથી હમેશ શીવ નામને રે લોલ,
સાધો સ્વર્ગ તણો રસ્તો ધરી હામને રે લોલ ૧૦
બીધી વૈશ્નવ ને મહેશ એ તો એક છે રે લોલ,
રૂપ ગુણ એક નામ તો અનેક છે રે લોલ. ૧૧
ગાયસે સજી હમેશ ગુણ તેહના રે લોલ,
સદા ચરણ સેવે છે ઉમા જેહનારે લોલ. ૧૨
ઇષ્ટ દેવ મહાદેવ તમે માહરારેલોલ,
હું તો ગાઉ ગુણ નીત્ય ઉઠી તાહરા રે લોલ. ૧૩
ગરબો ગાય શાખે ને જે સાંભળે રે લોલ,
તેના મનોવૃતી શીવજી પુરી કરે રે લોલ. ૧૪
સદા સુખીયો રહે તે સંસારમાં રે લોલ,
વધે પ્રૌઢ પ્રતાપ પરીવારમાં રે લોલ. ૧૫
કહે સુંદરજી કરીને સુવીનતીરે લોલ.
પ્રભુ પ્રસન થઇને દીયો સુમતી રે લોલ. ૧૬

## विश्वनाथनी स्तुति ( ललित छंद )

દિન દયાળજી નાથ માહરા,

ચરણ હું પુજું નીત્ય તાહરા;
પુરણ પ્રેમથી ગાઉ ગાથજી,
કર ગ્રહો તમે વીશ્વનાથજી. ૧
ચિતડુ માહરૂં તૃજમાં ભમે,
અવર મૃજને કાંઇ ના ગમે,
ઘડિ ન વીસરો સૂલ હાથજી;
કર ગ્રહો તમે વીશ્વનાથજી. ૨
ભવ સમુદ્રમાં બુડતાં પ્રભુ,
શરણ તાહરે આવીયા વિભુ;
દિલ ધરી દયા રાખ્ય સાથજી,
કર ગ્રહો તમે વીશ્વનાથજી. ૩
પુજન તાહરૂં જે જનો કરે,
કદિ નહીં નરો તે ભુખે મરે;
શિવ દયા ધરો શીષ્ય માથજી,
કર ગ્રહો તમે વિશ્વનાથજી. ૪
અરજ માહરી ઉરમાં લિઓ.
કરિ કૃપા મને સૂમતી દિઓ;
સુંદરજી કહે જોડિ હાથજી,
કર ગ્રહો તમે વીશ્વનાથજી. ૫

**ઠુમરી.** (રથપે જદુ નંદન આવત હે એ રાગ છે.)
મુજ રંક પરે કરૂણાજ કરી,
શીવ સંકટ સર્વ લીઓને હરી. ટેક.
તમે દાસ તણા સદા કામ કરો,

આવે શર્ણુ તેને લીલા લેર કરો. મુજ રંક.
મારૂં ચીત ચોટ્યું તમ ચર્ણ વીશે,
નહીં અન્યકો મારગ મુને દીસે. મુજ રંક.
છો ભગત તણા પ્રતીપાળ તમે,
અતી અપરાધી તો છૈએ અમે. મુજ રંક.
કરી મેર ને પાપ નીવાર્ણ કરો,
હોય દોષ તે મારો માફ કરો. મુજ રંક.
તમે શીવ દયાળુ છોજ અતી,
કહે સુંદરજી કરીને વીનતી. મુજ રંક.

## भुजंगीछंद.

અહો ઇશ હું આપને પાય લાગુ,
કરિ ભકિત તારી સદા મુકિત માગુ;
નહીં અન્યકો મૂજને વસ્તુ પ્યારી,
દિઓ ભકિત શંભૂ સદાયે તમારી. ૧
સહૂ દેવના દેવ તું દેવ મોટો,
કરે ભકિત તારી ન રે કાંઇ ટોટો;
ભજે ભાવથી આપને જગત સારી,
દિઓ ભકિત શંભૂ સદાયે તમારી· ૨
પુરા પ્રેમથી જે કરે તુજ સેવા,
મળે તેહને તો સદા મીષ્ટ મેવા;
વળી પાપના પુંજ નાખો વિદારી,
દિઓ ભકિત શંભૂ સદાયે તમારી. ૩
દયા લાવિને દાસના દુઃખ કાપો,

અહોનીશ ભોળા તમે સૂખ આપો;
છબી આપની મુજને ખૂબ પ્યારી,
દિયો ભકિત શંભૂ સદાયે તમારી. ૪

## दोहरो.

સેવા કરતાં શીવની ઊપજે અતી હુલાસ,
સુંદરજી સાચું કહે અંત મળે કૈલાસ. ૧

**गजल.** (રાજા હુઊમે કોમકા. એ રાગ છે.)

વારંવાર વર માગું શીવ તમારી પાસ,
કરો કૃપા ભોળા તમે પુરો મારી આશ. ૧
ભાવે ભકિત મુજને આપો ઉમાનાથ,
ભવ જલધીમાં બુડતાં ગ્રહો મારો હાથ. ૨
ખરો ભરૂંસો તમારો મારે છે મા'રાજ,
તમ વીના કરે કોણ પ્રભુ માગં કાજ. ૩
ઇષ્ટદેવા સેવા તમ તણી કરવી ગમે,
સુંદરજી કહે શીવ પ્યારા લાગો છો મને. ૪

## उपदेश विशे लावणी.

શા માટે તું સોચ કરે છે પ્રભુ કરશે તે થાશે,
ધારેલા મનના મનસુબા તે સરવે ફોગટ જાસે. ૧
પ્રભુ ઇચ્છા વીણ કાંઇ નથી બનતું કરતા હરતા જગસ્વામી,
મન જાણેછે મેં કરીયું પણ કરનારો અંતરજામી. ૨
પાંચ ભાઈ જે પાંડવ કહીજે જેના સારથી જગ કરતા,
તેવા નર પણ મહાસુખ મુકી દુઃખીઆ થઈ વનમાં ફરતા. ૩

રાજ પાટને રીષી સીધી સરવે બેઠા તે હારી,
પાંચે ભાઇ પધાર્યા વનમાં સાથે પંચાળી નારી. ૪
હરીચંદ્ર મહાબળીયો રાજ રૂડી રીતે કરીયું,
પણ પરમેશ્વર કોપ્યા ત્યારે નીચ ઘેર રૈ જળ ભરીયું. ૫
નળરાજા સતવાદી કૈએ જેનાં દમયંતી રાણી,
અરધે વસ્ત્ર વનમાં ભમીયાં નવ મળીયાં અંનને પાણી. ૬
જુવો સતી સીતાજી મોટાં જેના જગ કરતા સ્વામી,
તેનું રાવણ હરણ કરી ગિયો ત્યારે તે મહા દુઃખ પામી. ૭
એવા મોટાને દુઃખજ પડીયાં બીજાને તો શું કે'વું,
કહે સુંદરજી કરી વીનતી હરી રાખે તેમજ રે'વું. ૮

## લાવણી.

રામનામ તું રટ રે પ્રાણી શા માટે ગોથાં મારે,
મસ્તાનો થઇ ડોલે છે પણ કાળ ભમે માથે તારે. ૧
જુવાનીમાં ગાંડો બનીયો ભાન ભુલ્યો ભવીષ્ય તણું,
માયા દેખી મન લલચાયું નામ વીસાર્યું રામ તણું ૨
અંગમાં રાતો મદમાં માતો છાતી કાઢી ચાલે છે, .
અભીમાનને અસ્વે ચડીને પર પ્રીયા સંગ માણે છે. ૩
સુ સાધુને સેવ્યા નૈ તેં ધરમ તણી ગત નવ જાણી,
મારૂં મારૂં કરીને મુરખ વીસાર્યા સારંગ પ્રાણી. ૪
ઊંચી મેડી આપ બીરાજે છતર પલંગ ત્યાં છે સારા,
હાંડી તકતાને ઝમરૂખો ગાદી તકીયા રૂપાળા. ૫
ચાકર નોકર આવી ઉભા ખમા ખમા મુખથી કે છે,
મનમાં લાવી માન પ્રણેરૂં ચાકરને હાકલ દે છે. ૬

આંવા અત્તર તેલ મોગરો મૃદન કરીને મુજ અંગે,
અહોનીશ ઇચ્છા છે ઊરમાં રમવાને રામા સંગે. ૭
મીથ્યા સુખમાં માચ્યે છે ત્યાં કાળે લીધો કડકડતો,
કહે સુંદરજી માલ ખજાનો સરવે રીયો રખડતો. ૮

## લાવણી.

મુવા પછી કરવાને લાગ્યો ભારે પસ્તાવો પ્રાણી,
કયાં ગીયા મુજ ચાકર સરવે કયાં ગઇ મારી રાણી. ૧
માર જમડા મારે છે બઉ સહન નથી થાતો મુજથી,
આ વેળાનુ કષ્ટ અરે હું કહુ કોની આગળ કથી. ૨
દાન પુન મેં કાંઇ નવ કરીયું નામ રામનું નવ લીધું,
મીથ્યા સુખમાં મોહી રહીને સારથીક કાંએ નવ કીધું. ૩
અહો અરે મુજ દેશી મીત્રો શીખામણ સુણુંને સારી,
આ કષ્ટથી ચહો ઉગરવા તો શેવો તમે ગીરધારી. ૪
કાળ કદી નહીં તજે તમોને કરો ગમે તેવા ચાળા,
સ્વર્ગ તણું સુખ જો ચાહો તો રટો રામ કર લે માળા. ૫
રાજા રાવણ સરખા મોટા દેવ સકળને વશ કરીયા,
કુંભકરણ જેવા ભાઈ જેના સવાલાખ તો સુત બળીયા. ૬
કાળના સામા વઢવા જાતા નહી કોઇથા ડરતા,
મહા જોરાવર હતા જોધા પણ ક્ષણુ વાર લાગી મરતાં. ૭
મરવું એતો નિશ્ચે માનો એમાં ભુલ નથી કાંઇ,
કર જોડીને કહે સુંદરજી હરી હર શેવાને સુખદાઇ. ૮

——o()o——

## लावणी.

જુઠી માયા જુઠી કાયા જુઠી છે સરવે બાજી,
જુઠું તો જગ સુખ દેખી મુઢ બનો છો કાં રાજી. ૧
માત પીતા સુત બંધવ નારી સરવ સ્વાર્થી જાણોને,
સગાં કુટંબી સઘળાં જુઠાં આ જગમાં પરમાણોને. ૨
અંત સમે કોઇ કામ ન આવે સરવે તે અળગા રેશે,
સગાં સહોદર સહુ મળીને ચેમાં લૈ ફુંકી દેશે. ૩
કેડે કંદોરો ડોકે દોરો તે સરવે કાઢી લેશો,
બીજું કાંઇ કામ ન આવે પૂન્ય પાપ સાથે રેશે. ૪
માંટે મારૂં માની લેને ફોગટ ફેરો નવ ફરવો,
નાવ નામ હરીનું લઇને ભવસાગર સેજે તરવો. ૫
ઘણીવાર તું ભમીયો ભુમાં પસુ પક્ષીને પેટ પડ્યો,
ચેત ચેત અભાગી પ્રાણી તરવાનો સમો આજ જડ્યો. ૬
હરી હીરો હારી બેસીશ પછી પસ્તાવો બહુ થાશે,
અંત સમે જંજીર જડીને જમ દુતો પકડી જાશે. ૭
મોડા વે'લા સરવ જનોને જમડા પકડી જાશે,
કહે સુંદરજી કરી વીનતી અણધાર્યું મૃત્યુ થાશે. ૮

---

## अंतरलापिका गरबी.

સાંભળને તું સુજની મારી એ રાગ.
ઠગ પણું તું ઠાલું મેલી સમર સારંગ પાણીજી,

કમળા કંથની કથા કરો સૌ ઉચાર મુખે શુભ વાણી
ભજ ભવતારણજી.
રદય કમળમાં રામ ભજી લે અવર સરવે મોટુંજી,
સુંદર શામની સેવા કરતાં મળશે ફળ તુંને મોટું ભજ૰
દગોરે કરતાં ડરે નહી ને પાપ કરછ બહુ ભારીજી,
રદયમાં વીચાર કરીજો અંતે શી ગતી તારી ભજ૰
જીવ ભમે છે જરમાં તારો અન્ય નહીં તુને પ્યારૂંજી,
પુન દાન કરવુ ગમે નહીં રટી રીયો તારૂં મરૂં ભજ૰
જાણ્યા નહીં જગદીશને તેં તો મતી તારી મુઝાણીજી,
માઇ ભગનીમાં ભુલી ગીયો તું હરીની ગત નવ જાણી ભજ૰
ઇશ્વરનું તું ધ્યાન ધરી લે તેથી થશે સહુ સારૂંજી,
રટણ રઘુનાથનું કરતાં થશે કલ્યાણ તારૂં ભજ૰
હીરો સાચો નામ હરીનું અવર પથર સમ જાણોજી.
સરવ શકિતમાન પરમેશ્વર પ્રીતેથી પીછાણો ભજ૰
રામ નામ છે રણવીદારણ સેવને સુખકારીજી,
જપ કર જગદીશ નામ તણો તું તેથી જય થાય તારી ભજ૰
કોઇ સમે તને કષ્ટ પડે છે સમરછ ત્યારે રામનેજી,
ટમ ટમ કરતી નારી નીરખછ ભુલછ તું ભગવાનં ભજ૰
હામ ધરો તમે નામ હરીનું લેવા કારણ ભાઇજી,
લક્ષ્માં વર વીના બીજામાં વરવું નથી તારૂં કાંઇ ભજ૰
ધામ ધુમે પુરણ પ્રીતે ધ્યાન હરીનું ધરશોજી,
ગરવ મુકી ગોવીંદને ભજતાં ભવસાગરને તરશો ભજ૰
ધરમ થાપો પાપને કાપો દે સુંદર શીખ સારીજી,

રાજા જમના દુત પકડશે પછે નહીં ફાવે કારી. ભજ૦
( ઊપલી કવિતામાં સરવે લોટીનો પેલો પેલો અક્ષર વાંચવાથી ખબર પડશે.



# जाहेरखबर

સરવે સદ્‌ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી મળશે. માટે જે સાહેબોને લેવા ખુશી હોય તેઓએ રોકડી કીમતે મંગાવી લેવી.

ધ્રાંગધરામાં મારે ત્યાંથી. તથા વોરા ભાઇચંદ ઝવેરદાસને ત્યાંથી, તથા વોરા ભોળા વીરપાળને ત્યાંથી મળશે.

રાજકોટમાં ઠકર મોરારજી રણછોડને ત્યાંથી, ઠેકાણું સદર બજારમાં તેમની દુકાનેથા મળશે. જે મેહેરબાનોને લેવા ઉમેદ હોય તેઓએ મંગાવવી.

લી૦ શેવક.

ઠક્કર સુંદરજી પુંજાભાઈ ધ્રાગધરા.

ઠેકાણું સીથાને દરવાજે.

